ૐ નમો ભગવતે વાસુદેવાય.

॥ ૐ परमात्माने नमः ॥

# श्रीमद् भगवत् स्तुति.

श्लोक.

शांताकारं भुजगशयनं पद्मनाभं सुरेशम्,
विश्वाधारं गगनसदृशं मेघवर्ण शुभांगम्;
लक्ष्मीकांतं कमलनयनं योगिभिर्ध्यानगम्यम्,
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम्.

દરેક અધિકારી ભક્તજનોને શ્રી રામનવમીને દીવસે
વિના મુલ્યે ભેટ આપવા અર્થે.

છપાવી પ્રસિદ્ધ કરનાર—
કાપડીઆ પંચાણજી જીણાભાઈ લલ્લુભાઈ
મુ. ગણદેવી.

સુરત—ખપાટિયા ચકલા લક્ષ્મીનારાયણની વાડીમાં
"જૈન વિજય" પ્રી. પ્રેસમાં મુળચંદ કસનદાસ
કાપડિયાએ છાપ્યું.

સંવત ૧૯૭૭] કિંમત અમૂલ્ય [ સને ૧૯૨૧

ૐ નમો ભગવતે વાસુદેવાય.

# રામનામ મહીમા છંદ.

અવધપુરી નિજ ધામ કહીયે, નિકટ સરજયુ ગંગ હે ।
દશરથ નંદન અસુર ગંજન: સિયારામજી પૂરણ બ્રહ્મ હે ॥૧॥
સતિ તો સિતા ભ્રાત લક્ષ્મણ, ધનુષધારી સિયારામજી હે ।
ચિત્રકોટ તપ લોક કહીયે: સીયારામજી પૂરણ બ્રહ્મ હે ॥૨॥
ભાલ તિલક વિશાલ લોચન, આનંદકારી સીયારામજી હે ।
સામળી સુરત મધુરી મુરત, સિયારામજી પૂરણ બ્રહ્મ હે ॥૩॥
લંકાપુરી ક્ષણ મ. .ા જાળી, આજ્ઞાકારી હનુમાનજી હે ।
રાવણ મારી વિભિષણ થાપ્યો, સિયારામજી પૂરણ બ્રહ્મ હે ॥૪॥
અષ્ટમા સિદ્ધિ નવનિધિ દાતા, ભક્તિ મુક્તિ વરદાયકં ।
જ્ઞાન જોગ સ્વરૂપ સુંદર, સિયારામજી પૂરણ બ્રહ્મ હે ॥ ૫ ॥
બ્રહ્મા શીવ મહેશ નારદ, કોટી અઠાસી મુની દેવતા ।
ઈંદ્રાદિક સનકાદિક ધ્યાવે, સિયારામજી પૂરણ બ્રહ્મ હે ॥ ૬ ॥
સોળ કળા જુગ ચાર પ્રગટે, સપ્ત દીપ નવ ખંડ હે ।
આદિ અંત મધ્ય ખોળી દેખો, સિયારામજી પૂરણ બ્રહ્મ હે ॥ ૭॥
રામ અષ્ટક પઠત નિશદિન, વિષ્ણુ લોક સિધાવીતં ।
શ્રી રામાનંદ અવતાર અદ્ભુત, સિયારામજી પુરણ બ્રહ્મ હે ॥૮॥

શ્રી રામાનંદ કહે છે કે સાક્ષાત્ શ્રી રામચંદ્રજીનો અદ્ભુત અવતાર પૂર્ણ બ્રહ્મ છે. એવા શ્રી રામચંદ્રજી ભગવાનનો આ આઠ પદવાળા સ્તોત્રનો જે કોઈ પાઠ કરે તો તે શ્રી રામચંદ્રજી ભગવાનના પરમ ધામમાં જાય છે. ॥ ૮ ॥



# શ્રીમદ્ ભગવત્ સ્તુતિ.

૧ ( સવારમાં શ્રી રામચંદ્રજી ભગવાનના શણગારવાની આરતી વખતે ગાવાનો છંદ. )

## ॥ શ્રી રામજન્મ છંદ—ત્રીભંગીની ચાલ. ॥

ભયે પ્રગટ કૃપાલા દીનદયાલા, કૌશલ્યા હિતકારી ।
હર્ષીત મહતારી મુનિ મનહારી, અદ્ભુત રૂપ નિહારી ॥
લોચન અભિરામા તનુ ઘનશ્યામા, નિજ આયુધ ભુજચારી ।
ભુષણ વનમાલા નયન વિશાલા, શોભા સિંધુ ખરારિ ॥૧॥

દીન દયાળુ અને કૌશલ્યાનું હીત કરનારા, કૃપાળુ, જેનું તેજ હર્ષ આપનારૂં છે એવા, મુનિજનોના મન જેનું અદ્ભૂત રૂપ જોઇને આકર્ષિત થાય છે એવા, નેત્રોને પ્યારાં લાગે એવા, મેઘની પેઠે શ્યામ સુંદર ચાર ભુજાઓમાં શંખ, ચક્ર, ગદા, તથા પદ્મ એઓથી યુક્ત અનેક ભુષણો તથા વનમાળાથી શોભતાં વિશાળ નેત્રોવાળાં, ભવિષ્યમાં ખર વિગેરે રાક્ષસોને નષ્ટ કરનારાં એવા શ્રી રામચંદ્રજી ભગવાન પ્રગટ થયા. ॥ ૧ ॥

કહુ દુહુ કર જોરી અસ્તુતિ તોરી, કિહિ બિધિ કરૌં અનંતા ।
માયા ગુણ જ્ઞાના અતીત અમાના, વેદ પુરાણ ભનંતા ॥
કરૂણા ગુણસાગર સબગુણ આગર, જેહિ ગાવહિં શ્રુતિસંતા ।
સો મમ હિત લાગી જન અનુરાગી, પ્રગટ ભયે શ્રીકંતા ॥૨॥

માતાજી બંન્ને હાથ જોડીને બોલ્યાં કે હે અનંત ! હું શી રીતે આપની સ્તુતી કરી શકું ! આપ કે જે વેદોના તથા પુરાણોના

કહેવા પ્રમાણે માયાના ગુણોથી તથા ઇંદ્રિયો સંબંધી જ્ઞાનોથી અતીત છો, પરિચ્છેદોથી રહિત છો, કરૂણાના સાગર રૂપ છો, સર્વ ગુણના અધિષ્ટાન રૂપ છો, લક્ષ્મીના પતિ છો, અને જેને શ્રુતિ તથા સંતો ગાયા કરે છે એવા છો, તેથી મારૂં હિત કરવાને અને ભક્તજનોપર પ્રીતિ દર્શાવવાને પ્રગટ થયા છો. ॥ ૨ ॥

**બ્રહ્માંડ નિકાયા નિર્મિત માયા, રોમ રોમ પ્રતિ વેદ કહૈ ।**
**મમ ઉર વાસી ઉપહાસી, સુનત ધીર મતિ થિર ન રહૈ ॥**
**ઉપજા જબ જ્ઞાના પ્રભુ મુસકાના. ચરિત બહુતવિધિ કીન્હ ચહૈ ।**
**કહી કથા સુનાઇ માત બુઝાઇ, જેહિ પ્રકાર સુત પ્રેમ લહૈ ॥ ૩ ॥**

વેદ કહે છે કે માયાએ બનાવેલા બ્રહ્માંડોના સમુહો આપના રોમ રોમમાં રહ્યા છે, એવા આપ મારાં ગર્ભમાં વસ્યા એ મોટી હાંસી જેવી વાત છે અને તે વાત સાંભળીને સ્થીર પુરૂષો અસ્થીર બુદ્ધિવાળા બને છે. જ્યારે કૌશલ્યા જ્ઞાનમય થયા ત્યારે મંદ હાસ્યથી જ્ઞાનને પ્રભુએ મંદ કરી નાંખ્યું, કેમકે પ્રભુ માયાથી અનેક ચરિત્રો કરવા ધારતા હતા. પછી પ્રભુએ જેવા પ્રકારથી પુત્રપ્રેમ પ્રાપ્ત થાય તેવા પ્રકારથી પુર્વજન્મની કથા સંભળાવીને માતાજીને સમજાવ્યાં ॥૩॥

**માતા પુનિ બોલી સો મતિ ડોલી, તજહુ તાત યહ રૂપા,**
**કીજૈ શિશુલીલા અતિ પ્રિયશીલા, યહ સુખ પરમ અનુપા;**
**સુનિ વચન સુજાના રોદન ઠાના, હોય બાલક સુર ભુપા,**
**યહ ચરિત જો ગાવહિ હરિપદ પાવહિં, તે ન પરહિં ભવ કૂપા.**

પ્રભુના મંદ હાસ્યને લીધે જે જ્ઞાન બુદ્ધિ કાંઇક ચાલેત થઇ એવાં કૌશલ્યા ફરી બોલ્યાં કે તાત આ દિવ્ય રૂપને છોડી દઇ સ્વ-

ભાવિક રીતે અત્યંત પ્રિય લાગનારી બાળલીલા કરો. આપની બાળલીલા જોવી એજ અમોને પરમ અનુપમ સુખ છે. માતાના વચન સાંભળી પરમ ચતુર દેવાધિ દેવ પ્રભુ બાલકરૂપ થઇ રોવા લાગ્યા. જે લોકો આ ચરીત્રને ગાશે તે લોકો સંસારરૂપી કુવામાં નહિ પડતાં પ્રભુના ધામને પામશે. ॥ ૪ ॥

**દોહા—વિપ્ર ધેનુ સુર સંત હીત, લીન્હ મનુજ અવતાર;**
**નિજ ઇચ્છા નિર્મીત તનું, માયા ગુણ ગોપાર. ॥૫॥**

પ્રભુએ બ્રાહ્મણોના, ગાયોના, દેવતાઓના અને સંતજનોના હિતને વાસ્તે મનુષ્યોનો અવતાર ધર્યો. માયાના ગુણોથી તથા ઇંદ્રિયોથી પર છતાં પણ પોતાની ઇચ્છાથી મનુષ્ય દેહ ધારણ કર્યો. ૫ ॥

---

૩ (સવારમાં શ્રી કૃષ્ણ ભગવાનના શણગારની આરતી વખતે ગાવાનો છંદ)

## ॥ શ્રી કૃષ્ણજન્મ છંદ–ત્રીભંગીની ચાલ. ॥

**ભયે પ્રગટ ગોપાલા દિન દયાલા, જસોમતીકે હિતકારી ।**
**હર્ષિત મહતારી રૂપ નિહારી, મોહન મદન મોરારી ॥ ૧ ॥**

જસોદાજીના હિતને ખાતર શ્રી ગોપાલજી એટલે ગાયોના પાલન કરવાવાળા શ્રી કૃષ્ણ ભગવાન ગરીબો ઉપર દયા કરનારા પ્રગટ થયા. જે વખતે પ્રગટ થયા તે વખતે તેમનું રૂપ જોઇ માતાજી બહુ હર્ષીત થયા. તે મોરારીનું રૂપ મોહ પમાડે તેવું અને આનંદદાયક હતું. ॥૧॥

**કંસાસુર જાના મન અનુમાના, પુતના વેગી પઠાઇ ।**
**તેમ નમુ સુહાઇ હર્ખીત ધાઇ, ગઇ જહાં જદુરાઇ ॥૨॥**

શ્રી કૃષ્ણ પરમાત્માનો જન્મ થયા પછી કંસને આ ખબર મળતાંજ મનમાં વિચાર થયો કે આકાશવાણી ને મહાત્માઓની

મુખવાણીથી મારા ભત્રિજાનો શત્રુ આઠમો ગર્ભ છે તેજ આ કૃષ્ણ. એમ ધારી પોતાની માશી પુતના નામની રાક્ષણીને કૃષ્ણને મારવા માટે મોકલી. કંસે પુતનાને સવિસ્તર હકીકત કહી સંભળાવી તે સાંભળતાંજ મનમાં હર્ષ પામી અને દોડી. ને ગોકુળને વિષે શ્રી કૃષ્ણ પરમાત્મા નંદના ભુવનમાં બીરાજતા હતા ત્યાં ગઇ. ॥૨॥

**તેહિ જાઇ ઉઠાઇ હદય લગાઇ, પૈ ધરી મનમાં દિન્હો ।**
**તબ કૃષ્ણ કન્હાઇ મનમુ શુકાઈ, પ્રાણ તાહિ હરિ લિન્હો. ॥૩॥**

તેણીએ જતાંજ કૃષ્ણ પરમાત્માને પારણામાં પોઢેલા જોઇ એકદમ ઉપાડી લીધા ને પોતાના હદય સાથે જેમ બચ્ચાંને માતુ વાત્સલ્ય પ્રેમથી ધવરાવવા ઇચ્છતી ન હોય તેવો ભાવ બતાવી પોતાનું સ્તન ભગવાનના મુખમાં દીધું. સ્તન મોંમાં લેતાંજ કૃષ્ણ પરમાત્મા મનમાં હસ્યા ને જાણ્યું કે આ મામા કંસની મોકલેલ પુતના છે એટલે તેનો દુધની સાથે પ્રાણ સોસન કરી તેને પ્રાણાંગત કરી. ॥૩॥

**તબ ઇંદ્ર રિસાયે મેઘ ન લાયે, વસી કરે તેહી મોરારી ।**
**ગૌઆન હિતકારી સુરમુની ઝારી, નખપર ગિરિવર ધારી ॥૪॥**

વૃજ ભુવનમાં દર સાલ ઇંદ્રોચ્છવ થતો હતો તેવે એક સમયે કૃષ્ણ પરમાત્માએ હર્ષી નંદરાયજીને કહ્યું કે પિતાશ્રી આપણું તથા ગાયોનું પાલન કરનાર ગોવર્ધન છે તો પછી ઇન્દ્રની પુજા બંધ કરી તેની પુજા કરવી એવો મારો વિચાર છે એટલે ઇન્દ્રનો યજ્ઞ બંધ કરવાથી ઇન્દ્રે કોપાયમાન થઇ વૃજ ઉપર બારે મેઘને મુસળધાર વરસવાને માટે આજ્ઞા કરી. તે પ્રમાણે વરસવાથી ત્રાસ થયો. તેથી ગોવાળીઆઓ સરવે શ્રી કૃષ્ણ ચરણે આવ્યા ત્યારે ગાયોના હિત કરનારા, દેવતા તથા મુનીઓને સુખ આપનારા શ્રી કૃષ્ણ પરમાત્માએ પોતાની ટચલી આંગળીના નખ ઉપર ગોવર્ધન પર્વત ધારણ કરી વૃજની રક્ષા કરી. ॥૪॥

**કંસાસુર મારી અતિ અહંકારી, બચ્છાસુર સંહારી ।**
**બકકાસુર આયો બહુત ડરાયો, તાકો બદન બીનાશી. ॥૫॥**

ત્યાર પછી ભગવાને બચ્છાસુર, બક્કાસુર આદિ ઘણાએક અહંકારી કંસના મોકલેલા દુતોને માર્યા. પછી મથુરામાં આવી કુવલીઆપીડ હાથી તથા ચાણુર મુષ્ટીક વગેરે મલ્લોને સંહારી શિવ ધનુષ્ય તોડી પોતાના શત્રુરૂપ મામા કંશને માર્યો. ॥ ૫ ॥

**તેહિઅતિ દિન જાની પ્રભુચક્ર પાણી, તાહીં દિનનીજલોકા ।**
**બ્રહ્મા સુરરાઇ અતી સુખ પાઇ, મગન હુયે ગયે સોકા ॥૬॥**

તેમને ઘણા દિન જાણીને ચક્રપાણી પ્રભુએ પોતાનો વૈકુંઠલોક આપ્યો. જે વખતે કંસને માર્યો તે વખતે બ્રહ્મા, ઇંદ્ર, તેત્રીસ કરોડ દેવતાઓ બહુ હર્ષીત થઈ ભગવાનની સ્તુતી કરવા લાગ્યા અને જય જય શબ્દની ધુનીઓ થવા લાગી. ॥૬॥

**યહ છંદ અનુપા હૈ રસરૂપા, જો નર યાકો ગાવૈ ।**
**તોહે સમાન નહિ કોઈ, ત્રિભુવન સૌઇ મનવાંછીત ફળ પાવે ॥૭॥**

આ સુંદર ઉપમા યુક્ત રસનો ભરેલો છંદ જે સ્ત્રી અગર પુરુષો ગાશે તો તે મનુષ્યોમાં શ્રેષ્ટ ગણાઈ ત્રીભોવન પતિ ભગવાનનાં પરમધામનાં મનવાંછીત ફળ પામશે. ॥૭॥

**દોહા—નંદ જસોદા તપ કરો, મોહી સો મન લાય ।**
**દેખ્યા ચાહત બાલ મુખ, રહો કછુ કદિ ન જાય ॥**
**જેહીં નક્ષત્ર મોહન ભયે, સો નક્ષત્ર પરો આય ।**
**જિહીં નક્ષત્ર મોહન ભયે, સો નક્ષત્ર પરો આય ॥**
**ચારૂ બધાઇ રીતીસબ, કરત જસોદા માઇ. ॥૮॥**

**દોહા**—નંદ જસોદાજી દારૂણ તપ કરી ભગવતના બાળ સ્વરૂ-

પને પ્રાપ્ત થયા ને તેમના ચરણારવીંદમાં ચીત લગાડયું એવાજ કૃષ્ણનું બાળ ચરિત્રનું મુખારવીંદ જોવાને માટે અમો ઇચ્છીએ છીએ અને અમુક દિવસ ત્યાં રહી તે સુરત નીરખીયે એવી અમારી પરમાત્મા પાસે માગણી છે. જે નક્ષત્રમાં મોહનનો જન્મ હતો તે નક્ષત્ર આવ્યું એટલે જસોદાજીએ સખી સહવર્તમાન પવિત્ર વધાઇ સાથે કૃષ્ણ જન્મનો ઓછવ કર્યો ॥૮॥

---

૨ (સંધ્યા આરતી પછી શ્રી ભગવાન સન્મુખ ઉભા રહી ગાવાની સ્તુતિ.)

## ॥ શ્રી ભગવત્ સ્તુતિ—શાર્દુલ. ॥

**હે રામા પુરૂષોત્તમા નરહરે, નારાયણા કેશવા ।**
**ગોવિંદા ગરૂડધ્વજા ગુણનિધે. દામોદરા માધવા ॥**
**હે કૃષ્ણા કમલાપતે યદુપતે, સીતાપતે શ્રીપતે ।**
**વૈકુંઠાધિપતે ચરાચરપતો લક્ષ્મીપતે પાહિ મામ્ ॥૧॥**

ટીકા—હે શ્રીરામ, હે પુરૂષોમાં ઉત્તમ, હે નરહરે, હે નારાયણ, હે કેશવ, હે ગોવિંદ, હે ગરૂડધ્વજ, હે ગુણના ભંડાર, હે દામોદર, હે માધવ, હે કૃષ્ણ, હે કમલાપતિ, હે યદુપતિ, હે સિતાપતિ, હે શ્રીપતિ, હે સ્વર્ગના અધિરાજ, ચર અચર પ્રાણિના પતિ, હે લક્ષ્મીના પતિ ! મારૂં રક્ષણ કરો. ॥૧॥

**આદૌ રામતપોવનાધિગમનં, હત્વા મૃગં કાંચનં ।**
**વૈદેહીહરણં જટાયુમરણં, સુગ્રીવસંભાષણં ॥**
**વાલિનિર્દલનં સમુદ્રતરણં, લંકાપુરીદાહનં ।**
**પશ્ચાદ્ રાવણ કુંભકર્ણહનનં. એતદ્ધિ રામાયણં ॥૨॥**

ટીકા—પ્રથમ તો શ્રી રામચદ્રજી તપોવનમાં પધાર્યા પછી સુવર્ણ મૃગરૂપ મારીચને માર્યો, પછી શ્રીજાનકીજીનું હરણ થયું, પછી

જટાયુ સુરને ધામ ગયો, પછી સુગ્રીવ સાથે રામને મુલાકાત થઇ, પછી વાલી મરાણો, લંકાપુરીનું દહન થયું, પછીથી સમુદ્ર તરીને પાર ઉતર્યો, અને પછી શ્રી રામચંદ્રજીએ રાવણ તથા કુંભકરણાદિ રાક્ષસોનો નાશ કર્યો એટલો શ્રી રામાયણનો સાર છે. ॥૨॥

આદૌ દેવકીદેવગર્ભજનનં, ગોપીગૃહે વર્ધનં ।
માયાપૂતન જીવિતાપહનનં, ગોવર્ધનોદ્ધારણં ॥
કંસચ્છેદનકૌરવાદિ હનનં, કુંતીસુતાઃ પાલનં ।
એતદ્ ભાગવતપુરાણ કથિતં, શ્રી કૃષ્ણલીલામૃતં ॥૩॥

ટીકાઃ—પ્રથમ વાસુદેવથી દેવકીજીના ગર્ભમાં શ્રીકૃષ્ણ ભગવાન પ્રગટ થયા, પછી જશોદાને ઘેર મોટા થયા, પછી માયાવી પુતનાને મારી તેને મોક્ષ આપ્યો, ગોવર્ધન પર્વતને આંગળીના ટેરવા ઉપર રાખી તેનો ઉધાર કર્યો, પછી કંસને મારી કૌરવાદિનો નાશ કરી, કુંતીના પુત્રો પાંડવોનું રક્ષણ કર્યું, એટલો શ્રી કૃષ્ણની લીલામૃતરૂપ ભાગવત પુરાણનો સાર છે. ॥૩॥

આદૌ પાંડવકૌરવાદિજનનં લાક્ષાગૃહેદીપનં ।
દ્યુતં ભીમવિષં વનેવિહરણં, મચ્છાલયેવર્ધનં ॥
લીલાગૌગ્રહણં રણાવતરણં, કોષ્ટક્રિયાપાદનં ।
પશ્ચાદ્ ભીષ્મ દુર્યોધનાદિહનનં, એતન્મહાભારતં ॥૪॥

ટીકા—પ્રથમ પાંડવ અને કૌરવો ઉત્પન્ન થયા, પછી કૌરવોએ પાંડવોને મારી નાંખવા માટે લાખાગૃહ બનાવરાવી બાળ્યું, ભીમસેનને મારવા માટે ઝેર દીધું. મચ્છવેધ કર્યો, કૌરવો અને પાંડવો જુગટું રમ્યા, બાર વરસ સુધી વનમા ગયા, વૈરાટ રાજાની ગાયો કૌરવોએ લીધી હતી તે પાછી વાળી, કૌરવો અને પાંડવો રણસંગ્રામમાં લડયા, પછી કોઠાયુદ્ધ કર્યું અને પછીથી ભીષ્મ અને દુર્યોધન આદિનો નાશ થયો એટલો શ્રી મહાભારતનો સાર છે. ॥૪॥

હે રામાનુજ હે જગત્રયગુરો, હે પુંડરીકાક્ષ હે ।
હે ગોપીજનનાથ પાલનપર. જાનામિ ન ત્વાં વિના ॥
હે ગોપાલક હે કૃપાજલનિધે, હે સિંધુકન્યા પતે ।
હે કંસાંતક હે ગજેંદ્ર કરૂણા, પારેંદ્ર હે માધવ ॥૫॥

ટીકા—હે ગોપાલક, હે કૃપારૂપી જલના ભંડાર, હે સિંધુ કન્યાના પતિ, હે કંસારિ, હે ગજેંદ્રના મોક્ષ આપનાર, હે માધવ, હે રામના ભ્રાતા, હે ત્રણ જગતના ગુરૂ, હે પુંડરીકાક્ષ, હે ગોપીનાથ અને હે પાલન કરવામાં તત્પર ! હું તમારા વિના બીજા કોઇને જાણુતો નથી. ॥૫॥

કસ્તૂરીતિલકં લલાટપટલે, વક્ષસ્થલે કૌસ્તુભં ।
નાસાગ્રે ગજમૌકિતકં કરતલે, વેણુઃ કરે કંકણં ॥
સ્વગે હરિચંદનં સુલલીતં, કંઠે ચ મૂકતાવલી ।
ગોપસ્ત્રીપરવેષ્ટિતો વિજયતે, શ્રીગોપાલચૂડામણિઃ ॥૬॥

ટીકા—કપાળને વિષે કસ્તુરીનું તિલક, છાતિને વિષે કૌસ્તુભમણી, નાકને અગ્રે ગજ મૌકિતક હથેળીમાં વેણુ, કરના કાંડામાં કંકણ, શરીરના સર્વ ભાગોપર શોભાયમાન અર્થાત સુગંધી ચંદન અને કંઠને વિષે મુકતાહાર તથા ગોપીઓથી ઘેરાયલા, ગોવાળમાં ચુડામણીરૂપ એવા શ્રી કૃષ્ણ ભગવાન હમેશાં જય પામો. ॥ ૬ ॥

શ્રીરંગકર શૈલ મજ્જન ગીરૌ, શેષાચલ સિંહાસન ।
શ્રી કુર્મ પુરૂષોત્તમં ચ, બદ્રિનારાયણં નૈમિષમ્ ॥
શ્રીમદ્ દ્વારામતિ પ્રયાગ મથુરા, યોધ્યા ગયા પુષ્કરં ।
શાલિગ્રામ નિવાસીનો વિજયતે, શ્રી રામાનુજોયં મુનિઃ ॥૭॥

ટીકાઃ—શ્રી રંગજીનું તીર્થ, શેષાચલનું તીર્થ, કુર્માવતારનું તીર્થ, પુરૂષોત્તમ ક્ષેત્રનું તીર્થ, બદ્રિનારાયણ ક્ષેત્રનું તીર્થ, નૈમીશારણ્યનું તીર્થ, દ્વારકાનાથજી, પ્રયાગરાજ, મથુરા, અયોધ્યાજી, ગયા-

છે, પુષ્કરરાજ અને શાલીગ્રામ તીર્થ આ ઉપરના સઘળા તીર્થોમાં જે મનુષ્ય રહે છે તે મોક્ષને પામે છે. એમ શ્રી રામાનુજ મુનિ કહેછે. ॥૭॥

યં બ્રહ્મા વરૂણેંદ્રરૂદ્રમરૂત, સ્તુન્વન્તિ દિવ્ય સ્તવૈ ।
વેદૈ સાંગપદક્રમોપનિષદૈ ગાયંતિ યં સામગાઃ ॥
ધ્યાનાવસ્થિતતદ્‌ગતેન મનસા, પશ્યંતિ યં યોગીનો ।
યસ્યાંત ન વિદુઃ સુરાસુરગણા, દેવાય તસ્મૈ નમઃ ॥૮॥

ટીકા— જેને બ્રહ્મા, વરૂણ, ઈંદ્ર, રૂદ્ર, દેવો દિવ્ય સ્તોત્રથી વખાણે છે, અને જેને પદ, ક્રમ અને ઉપનિષદ સહિત વેદથી સામવેદીઓ ગાય છે, ધ્યાનમાં અવસ્થિતાને પામેલા મનથી જેનું યોગી લોકો નીરંતર ધ્યાન ધરે છે અને જેના અંતને સુર અસુર ગણો જાણતા નથી તે દેવોને નમસ્કાર હો ॥ ૮ ॥

હે રાધે વૃષભાનભૂપતનયે, ગંધર્વિકે રાધિકે ।
હે કૃષ્ણાનનપંકજભ્રમરિકે, કૃષ્ણપ્રિયે માધવિ ॥
હે વૃંદાવનનાગરિ ગુણગૃહે, દામોદરપ્રેયસિ ।
હે રાધે લલિતાદિક પ્રિય સખે પ્રાણાંતિકે પાહિ મામ્ ॥૯॥

ટીકા—હે ગંધર્વિકે, રાધિકે, હે વૃષભાન રાજાની પુત્રી, હે કૃષ્ણના મુખરૂપી કમળપર ભમરાની માફક ગુંજાવર કરતી, હે કૃષ્ણની પ્રિય માધ્વી, હે વૃંદાવન નિવાસીની સ્ત્રી ગુણો ગ્રહણ કરનાવાળી દામોદરની વ્હાલી સ્ત્રી, હે રાધા, હે લલિતા આદિ સખીઓની પ્રિય, હે પ્રાણનો નાશ કરનારી ! મારૂં રક્ષણ કરો ॥ ૯ ॥

વિશ્નોર્પાદ અવંતિકા ગુણવતી, મધ્યે ચ કાંચીપુરી ।
નાભૌ દ્વારામતી તથા ચ હૃદયે માયાપુરી પુણ્યદા ॥
ગ્રીવા મૂલ મુદા હરંતી મથુરા, નાસાગ્ર વારાણસી ।
એતદ વેદ વદંતિ બ્રહ્મમુનયો અયોધ્યાપુરી મસ્તકે ॥ ૧૦ ॥

**ટીકા**—વિષ્ણુનો પાદ એ ગુગ્રવાળી અવન્તિકા નગરી, મધ્ય ભાગ તે કાંચીપુરી, નાભી એ દ્વારાવતી નગરી, હૃદયમાં પુણ્યવાળી માયાપુરી નગરી, ગરદનનું મુળ આનંદથી આકર્ષણ કરનાર મથુરા નગરી, નાસિકાનો અગ્ર ભાગ તે કાશી, મસ્તકપર અયોધ્યા નગરી, આ પ્રમાણે બ્રહ્મર્ષીઓની માન્યતા છે એમ વેદમાં કહેલું છે. ॥ ૧૦ ॥

**રામોરાજમણિઃસદા વિજયતે, રામં રમેશં ભજે ।**
**રામેણાભિહહતા નિશાચરચમૂ, રામાય તસ્મૈ નમઃ ॥**
**રામાન્નાસ્તિ પરાયણં પરતરં, રામસ્ય દાસોસ્મ્યહં ।**
**રામે ચિત્તલયઃ સદા ભવતુ મે, ભો રામ મામુદ્ધારઃ ॥૧૧॥**

**ટીકા**—રાજાઓમાં મણી સરખા શ્રી રામચંદ્રજી નિરંતર સર્વોત્કૃષ્ટ છે. સીતાના પતિ શ્રીરામચંદ્રજીને હું ભજુ છું. જે શ્રીરામચંદ્રજીએ રાક્ષસોની સેનાને હણી નાખી તે શ્રી રામચંદ્રજીને હું નમસ્કાર કરૂં છું. શ્રીરામચંદ્રજીથી અધીક બીજુ કોઇ પણ શરણ નથી. હું શ્રી રામચંદ્રજીનો દાસ છું. તે શ્રીરામને વિષે સદૈવ મારા ચિત્તનો લય થજો. હે શ્રીરામચંદ્રજી મારો ઉદ્ધાર કરો. ॥ ૧૧ ॥

**ॐપાર્થાય પ્રતિબોધિતાં ભગવતા, નારાયણેન સ્વયં ।**
**વ્યાસેન ગ્રથિતાં પુરાણમુનિના, મધ્યે મહાભારતં ॥**
**અદ્વૈતામૃતવર્ષિણીં ભગવતી મષ્ટાદશાધ્યાયિની ।**
**મંબત્વામનુસંદધામિ ભગવદ્ગીતે ભવદ્વેષિણીમ્ ॥૧૨॥**

**ટીકા**—ભગવાન નારાયણે પોતે અર્જુનને કહેલ ( એવી ) મહાભારતનાં મધ્યમાં પ્રાચીન મુનિ વ્યાસે ગુંથેલ ( એવી ) અદ્વૈત એ રૂપ અમૃતને વર્ષનારી અઢાર અધ્યાયવાળી, સંસારનો દ્વેષ કરવાવાળી એવી હે માતારૂપ ભગવદ્ગીતા ! હું તારૂં ધ્યાન ધરૂં છું ॥ ૧૨ ॥

**નમોસ્તુ તે વ્યાસ વિશાલબુધ્ધે, પુલ્લારવિંદાયત પત્રનેત્ર ।
યેન ત્વયા ભારતતૈલપુર્ણ:, પ્રજ્વાલિતો જ્ઞાનમય: પ્રદીપ: ॥૧૩॥**

*ટીકા*—વિશાલ છે બુદ્ધિ જેની તથા ઉઘડેલ કમળના લાંબા પત્રની પેઠે છે નેત્ર જેના એવા હે વ્યાસ! તમને નમસ્કાર હો કે જે તમે ભારતરૂપ તેલથી પૂર્ણ જ્ઞાનરૂપ દીવો પ્રકટયો. ॥ ૧૩ ॥



## હરિગીત છંદ.

**શ્રી રામચંદ્ર કૃપાલુ ભજ મન હરણ ભવ ભયદારૂણં ।
નવકંજલોચન કંજમુખકર કંજ પદ કંજારૂણં ॥
કંદર્પ અગણિત અમિત છબિ નવનીલ નીરજ સુંદરં ।
પટપીતમાનહુ તડિત રૂચિ સુચિ નૌમિ જનકસુતાવરં ॥
ભજુ દીનબંધુ દીનેશ દાનવ દલન દુષ્ટનિકંદનં ।
રઘુનાથ આનંદકંદ કૌશલચંદ દશરથ નંદન ॥ ૧૪**

ટીકા—શ્રીયુત્ કૃપાળુ તથા જન્મ મરણના ભયને નાશ કરનારા એવા શ્રીરામચંદ્રજીનું હે મન! તું સ્મરણ કર. કમળ જેવા નેત્રોવાળા, કમળ જેવા મુખવાળા, કમળ જેવા કરવાળા, કમળ જેવા પગવાળા. ઘણા કામદેવના જેવી અમિત છબિવાળા નવા ખીલેલાં કમળ જેવી શોભાવાળા, પીળાં વીજળી જેવા વસ્ત્ર ધારનારા તથા પવિત્ર એવા સિતાજીના પતિ શ્રીરામચંદ્રજીને હું નમું છું. ગરીબપર માયાળું, રાક્ષશના સૈન્યનો નાશ કરનારા કૌશલ્યાના પુત્ર શ્રી રામચંદ્રજી ભગવાનને હું નમું છું. ॥ ૧૪ ॥

**શિર મુકુટ કુંડલ તિલક ચારૂ ઉદાર અંગ બિભુષિતં ।
આજાનભુજ સરચાપધર સંગ્રામજીત ખરદુષણં ॥**

**ઇતિ બદત તુળસીદાસ શંકર શેષ મુનિમનરંજન ।**
**મમ હૃદયકંજ નિવાસ કરૂ કામાદિ ખલદલગંજન. ॥૧૫॥**

ટીકા—જેના મસ્તકપર મુગટ, જેનાં કાનમાં કુંડળ, કપાળમાં શોભાયમાન ચંદન અને શ્રી પરમ કૃપાળુનું શરીર અલંકારભુષીત, જેના ઢીંચણ પર્યંત હસ્ત છે એવા હાથમાં ધનુષ ધારનાર, ખર અને દુષણને સંગ્રામમાં જીતેલા અને કામ ક્રોધ, લોભ, મોહ, મદ મત્સર વગેરે પુરૂષોનાં દુર્ગુણોનાં સૈન્યનો નાશ કરનાર, શંકર, શેષ અને મુનીઓને રાજી કરનાર એવા શ્રી રામચંદ્રજી મારા કમળરૂપી હૃદયમાં ભ્રમરની પેઠે વસો કરો એ પ્રમાણે તુળસીદાસજી કહે છે. ॥૧૫॥

**મનજાહિ રાચહુ મિલહિસોવર સહજ સુંદર સાંવરો ।**
**કરૂણાનિધાન સુજાન સીલ સ્નેહ જાનત રાવરો ॥**
**યેહિભાંતિગારી અશીશ સુનિ સિય સહિત હિય હર્ષિત અલી ।**
**તુલસી ભવાની પુનિ પુનિ પુનિ મુદિત મન મંદિર ચલી।૧૬।**

ટીકા—સીતાજી શ્રીરામચંદ્રજી પોતાના પતિ થાય એવી ઇચ્છાથી બાગની અંદર ગારી યાને પારવતીનું પુજન કરતાં હતા તેટલામાં પારવતીજીએ આશીશ દીધી કે હે સીતા! તારૂં મન જેનામાં રમી રહ્યું છે, તે સુંદર શ્યામ તને સહજમાં મળશે. તે પ્રભુ કરૂણાના ભંડાર, બુદ્ધિમાન, શીલ સ્વભાવવાળા તે તને મળશે, આવી આશીશ સાંભળી સાહેલીઓ સહવર્તમાન સીતાજી હર્ષીત થયા, ને પાર્વતીજીને પ્રણામ કરી અતી હર્ષ સંયુક્ત પોતાના મંદિર તરફ ગયા એમ તુલસીદાસજી કહે છે. ॥ ૧૬ ॥

**સોરઠા—જાનિ ગૌરી અનુકુળ, સિય હિય હર્ષ ન જાય કહિ ।**
**મંજુલ મંગલ મુલ, બામ અંગ ફરકન લગે ॥ ૧૭ ॥**

ટીકા—પારવતીજીનું બોલવું અનુકુળ જાણી કરીને જાનકીજી અતિ હર્ષ પામ્યા અને માંગલિક શુકનમાં પોતાનું અંતઃકરણ હર્ષીત થયું અને ડાબુ અંગ ફરકવા લાગ્યું. ॥ ૧૭ ॥

**દોહા.—મો સમ દીન ન દીન હીત, તુમ સમાન રઘુવીર ।**
**અસ બિચારી રઘુવંશમણિ, હર હો વિષમ ભવ પીડ. ॥ ૧૮ ॥**

ટીકા—હે શ્રી રઘુવીર ! રઘુવંશમણિ ! મારા જેવો કોઇ દીન નથી અને તમારા જેવા કોઈ હીત કરનાર નથી એમ ધારીને મારી આ સંસાર રૂપી વિષમ પીડાનું હરણ કરો. ॥ ૧૮ ॥

**કામિહિ નારી પિયારી જિમિ, લોભિહિ પ્રિય જિમિદામ ।**
**તિમિ રઘુવીરનિરંતર, પ્રિય લાગ હુ મોહી રામ ॥ ૧૯ ॥**

ટીકા—જેમ કામીને નિરંતર સ્ત્રી પ્રીય હોય છે અને જેમ લોભીને પૈસો પ્રીય હોય છે તેમ શ્રી રામચંદ્રજી મને પ્રીય લાગજો. ॥ ૧૯ ॥

**પ્રણતપાલ રઘુવંશમણિ, કરૂણા સિંધુ ખરારિ ।**
**ગયે ચરણ પ્રભુ રાખહિ, સબ અપરાધ બિસારી. ॥ ૨૦ ॥**

ટીકા—શરણાગતોનું પાલન કરનારા અને ખરના શત્રુ શ્રીરામચંદ્રજી દયાના સાગર છે. માટે જો તમે તેમના શરણાંગત થશો તો તે તમારો અપરાધ વીસારી મુકી તમારો ઉદ્ધાર કરશે ॥ ૨૦ ॥

**શ્રવણ સુયસ સુનિ આયહુ, પ્રભુ ભંજન ભવભીર ।**
**ત્રાહિ ત્રાહિ આરત હરણ, શરણ સુખદ રઘુવીર ॥ ૨૧ ॥**

ટીકા—આપ કે જે ભવભીડના હર્તા છો તેના યશ શ્રવણ કરીને આવ્યો છું માટે હે પીડાહર અને શરણાંગત સુખદાઇ ! મારૂં રક્ષણ કરો. ॥ ૨૧ ॥

**અર્થ ન ધર્મ ન કામ રૂચિ, ગતિ ન ચહૌં નિર્વાણ ।**
**જન્મ જન્મ સીયા રામપદ, યહ વરદાન ન આન ॥ ૨૨ ॥**

ટીકા—મને ધનમાં, ધર્મમાં, કે કામમાં રૂચિ નથી. હું મોક્ષ ઇચ્છતો નથી પણ મને સીતાના પતિ શ્રી રામચંદ્રજીના ચર્ણારવિંદમાં પ્રીતિ થાય એજ વરદાન જોઇએ છીએ બીજું નહિ. ॥ ૨૨ ॥

**વાર વાર વર માગહુ, હરખી દેહો શ્રીરંગ ।**
**પદ સરોજ અનપાવની, ભકિત સદા સતસંગ ॥ ૨૩ ॥**

ટીકા—હે લક્ષ્મીપતિ ! હું આપના ચર્ણાવિંદમાં અખંડ ભક્તિ અને સર્વદા સતસંગમાં રહેવાનું વરદાન વારંવાર માંગું છું માટે પ્રસન્ન થઇને એ વરદાન આપો. ॥ ૨૩ ॥

**'એક મંદમે મેહ બસ, કુટીલ હૃદય અજ્ઞાન ।**
**પુનિ પ્રભુ મેહિ ન વિસારીયો, દીનબંધુ ભગવંન ॥૨૪॥**

ટીકા—એક તો મંદ બુદ્ધિવાળો અને મોહને વસ્ય છું અને કુટીલ હૃદયવાળો છું, તેથી મારી અજ્ઞાનતા સંભવિત છે પણ આપ તો દીનબંધુ તથા સર્વે ઐશ્વર્ય સંપન્ન પ્રભુ છો, તો તમે મને કદી વિસારશો નહિ. ॥ ૨૪ ॥

**વિનતિ કરી મુની નય સીર, કહે કરજોરી બહોર ।**
**ચરણ સરૂ રઘુનાથજી, કબહુ તજો મત મેર. ॥ ૨૫ ॥**

ટીકા—મુની વારંવાર હાથ જોડી પ્રભુની વિનંતિ કરીને કહે છે કે હે શ્રી રામચંદ્રજી પ્રભુ ! મારી મતી કોઇ દિવસ તમારા ચરણથી અળગી ન થાઓ. ॥ ૨૫ ॥

**નહિ વિદ્યા નહિ બાહુબળ, નહિ ખરચનકો દામ ।**
**મોસે પતિત પાલનકી, તુમ પત રાખો રામ. ॥ ૨૬ ॥**

**ટીકા**—હે નાથ ! મારામાં વિદ્યા નથી, ભુજાનું બળ પણ નથી, ખરચવાને પૈસો પણ નથી અને હું અધમમાં અધમ પતંગીયા જેવો છું, માટે હે રામચંદ્રજી પ્રભુ ! તેની પત રાખવી એ આપણા હાથમાં છે. ॥ ૨૬ ॥

**કોટી કલ્પ કાસી વસે, મથુરા કલ્પ હજાર ।**
**એક નિમિષ સરજયુ વસે, તુલૈન તુલસીદાસ ॥ ૨૭ ॥**

**ટીકા**—કોટાન કોટી કલ્પ કાશી રહે અને મથુરાજી એકહજાર કલ્પ રહે પણ સરજયું ગંગા એક નિમિષ માત્ર રહે તો તેના સમાન કાશી યા મથુરા થઇ શકે એમ નથી એમ તુલસીદાસજીનું કહેવું છે. ॥ ૨૭ ॥

**રામનગરી યા રામકી, વસે ગંગાકે તીર ।**
**અચલ રાજ મહારાજકો, ચોકી હનુમત વીર. ॥ ૨૮ ॥**

**ટીકા**—ગંગાને કીનારે રામચંદ્રજીની નગરી છે. ત્યાં મહારાજા રઘુનાથજીનું અચળ રાજ્ય છે અને તે સ્થળે હનુમાનજી ચોકી કર્યા કરે છે. ॥ ૨૮ ॥

**ક્યા કહું છબી આજકી, ભલે બીરાજે નાથ ।**
**તુલસી મસ્તક જબ નમે, ધનુષ બાણ લો હાથ. ।૨૯॥**

**ટીકા**—તુલસીદાસજી કહે છે કે હે પ્રભુ ! આજની તમારી છબી હું શું કહું હે નાથ ! ભલે તમો અહીં બીરાજો પણ તમારા દાસ તુલસીની ઉપાસનાથી ધનુષ બાણ ધારણ કરી સન્મુખ દર્શન દેશો ત્યારેજ આ શીષ નમશે. ॥ ૨૯ ॥

**કીત મુરલી કીત ચંદ્રીકા, કીત ગોપીઅનકો સાથ**
**અપને ભક્તકે કારણે, શ્રી કૃષ્ણ ભયે રઘુનાથ. ॥ ૩૦ ॥**

ટીકા—ભક્તનું વચન સાંભળી ભક્તાધિન શ્રી કૃષ્ણ ભગવાને હાથમાંથી મોરલી અને રાધિકાજીએ ચંદ્રીકા તથા સાથે રહેલી ગોપીઓનો પરીત્યાગ કરીને શ્રીરામ લક્ષ્મણ જાનકીજી બની ભક્તને દર્શન આપ્યા. ॥ ૩૦ ॥

**રામ બામ દીસ જાનકી, લક્ષ્મણ દાયની ઓર ।**
**ધ્યાન સકળ કલ્યાણમય, સુરતરૂ તુલસી તોર ॥ ૩૧ ॥**

ટીકા—તે વખતે શ્રી રામચંદ્રજીની ડાબી બાજુમાં જાનકીજી અને જમણી બાજુમાં લક્ષ્મણ ને વચ્ચે પોતે કલ્યાણમય મુરતીથી બીરાજતા હતા તે તુળસીદાસજીએ કલ્પવૃક્ષરૂપ જાણી સાષ્ટાંગ દંડવત કર્યા. ॥ ૩૧ ॥

**એક ઘડી આધિ ઘડી, આધીમેં પુની આધ ।**
**તુલસી સંગત સાધુકી, કટે કોટી અપરાધ ॥ ૩૨ ॥**

ટીકા—તુલસીદાસજી કહે છે કે સાધુ મહાત્માનો સંગ એક ઘડી બલકે અડધી ઘડી ને તેથી પણ અડધી ઘડી કર્યો હોય તો કોટી અપરાધો નાશ પામે છે અર્થાત દુર થાય છે. ॥ ૩૨ ॥

સીયાવરં રામચંદ્રકી જય, અયોધ્યા રામજીલિલાકી જય, પવનસુત હનુમાનકી જય, ઉમાપતિ મહાદેવકી જય, શ્રી રમાપતિ રામચંદ્રકી જય, વૃંદાવન કૃષ્ણચંદ્રકી જય, બોલો ભાઇ સબ સંતનકી જય.



# રામનામ મહીમા છંદ.

નંદ નંદન જગત વંદન, ચરણ રજ કુબજા તરી ।
ચાર જુગ પરિબ્રહ્મ કહિયે, શ્રી કૃષ્ણ રાજત મધુપુરી ॥૧॥
અંસિબટ તટ નિકટ યમુના, શ્યામળે મુરલી ધરી ।
મુરલીકી ધુન સુન તીન લોક મોહે, શ્રી કૃષ્ણ રાજત મધુપુરી ॥૨॥
મુગટ લટપટ પેંચ રસપટ, તિલક ચંદનનું કરી ।
વનમાલિ લાલ ગોપાલ કહીયે, શ્રી કૃષ્ણ રાજત મધુપુરી ॥૩
ઈંદ્ર ચંદ્ર કુબેર બ્રહ્મા, લખે વિગત પ્રભુ ફરી ફરી ।
અનંત મુનિજન કરત જય જય, શ્રી કૃષ્ણ રાજત મધુપુરી ॥૪॥
વૃંદાવનમાં મદન મોહન, અષ્ટ સિદ્ધિ નવ નિધિ ભરી ।
કાલીનાગ ઘનશ્યામ નાથ્યો, શ્રી કૃષ્ણ રાજત મધુપુરી ॥૫॥
ગોપી ગોપી સંગ લઈને, કુંજ કુંજ રમ્યા હરી ।
રાસ રચ્યો વસુદેવ નંદન, શ્રી કૃષ્ણ રાજત મધુપુરી ॥૬॥
કંસ વંશ નિકંદ કીધો, દનુજ સર્વ ગયા ડરી ।
સંત કારણ દેહ ધારણ, શ્રી કૃષ્ણ રાજત મધુપુરી ॥૭॥
શ્રી કૃષ્ણાષ્ટક જે પઢત નિશદિન, સ્વર્ગ જાય તે સંચરી ।
નીમાનંદ અવતાર અદ્દભુત, શ્રી કૃષ્ણ રાજત મધુપુરી ॥૮॥

નિમાનંદ કહે છે કે અદ્દભુત અવતારી શ્રી કૃષ્ણ ભગવાન સદા મથુરાપુરીમાં બિરાજે છે. એવા શ્રી કૃષ્ણ ભગવાનના આ આઠ પદવાળા સ્તોત્રનો જે કોઈ પાઠ કરે તો તે ખરેખર સ્વર્ગમાં જાય છે. ॥૮॥

# શ્રી કૃષ્ણ ભગવાનની આરતી.

જય દેવ જય દેવ, જય જય જગ કર્તા, પ્રભુ૦
ભગવંત તું ભવ ભર્તા, હરકત સંહરતા. જયદેવ જયદેવ. ટેક.
પુરણ પરમ પરાક્રમી, પ્રભુ વિભુ પરમાત્મા, પ્રભુ૦
સકળ કળા ધર શ્રીમત, ધીમત ધરમાત્મા. જય દેવ જય દેવ. ૧
તું સચરાચર સ્વામી, બળવંત બહુ નામી, પ્રભુ૦
વિમલ મંડલ વિશ્રામી, ધન્ય અચળ ધામી. જય દેવ જય દેવ ૨
તત્વ સકલ ગુણ તારા, સરવ થકી સારા, પ્રભુ૦
અંતરજામી હમારા, પ્રાણ થકી પ્યારા. જય દેવ જય દેવ ૩
કરૂણાકર ઉપકારી, ધરમ બિરદ ધારી, પ્રભુ૦
તેં ભવ પાર ઉતાર્યાં, અગણીત નર નારી. જય દેવ જય દેવ ૪
તુજ મહિમા બહુ મોટો, શુભ તારી શક્તિ, પ્રભુ૦
સુરનર મુનિવર માગે, ભલી તારી ભક્તિ. જય દેવ જય દેવ. ૫
હે હરી હરકત હરજો, કરૂણા ઘણી કરજો, પ્રભુ૦
અમલ કરન આહજ્યો, ઉર અરજી ધરજો. જય દેવ જય દેવ. ૬
કૃષ્ણચંદ્રની આરતી, પ્રભુ જે ભાવે ગાશે, પ્રભુ૦
દાસ ચરણ રજ સેવી, વૈકુંઠે જાશે, હર ગોલોકે જાશે. જય દેવ. ૭

